નમઃ સ્વેષ્ટદેવાય,

# "જૈનાનંદ ગાયન સુધા"

---

વરસોડા જૈનોત્સાહ મંડળી માટે

રચનાર

"અમીધર પ્રસાદજી"

આવૃત્તિ ૧ પહેલી.

પ્રત્ત ૧૦૦૦

છપાવિ પ્રસિદ્ધ કરનાર

વરસોડા જૈનોત્સાહ તરફથી.

હરીભાઇ દલુચંદ મહેતા.

---



અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯.

કિંમત ૩ ત્રણ આના.

# ભૂમિકા.

## "अनुष्टुप् छंदः"

विश्वोप कारकीभुत, तिर्थकृत्कर्मनिर्मितिः
सुरासुरनरैःपूज्यो, वासुपुज्यःपुनातुनः ॥ १ ॥

### અર્થ.

વીશ્વના ઉપકારીભુત તીર્થંકર નામ એજ કર્મને જેને સંપાદન કર્યું છે, દેવ અસુરને માણુસ તેમને પુજવા યોગ્યશ્રી વાસુપુજયજી હમને પવીત્ર કરો.

સ્વધર્મનિષ્ઠ પુરૂષોને વિનંતિ સહ વિદ્યાપન કે આ ચોપડીનો જે શ્રમ થયો છે તેને ઉપભોગ કર્યાની સહ બીજો ભાગ ખરીદવા મરજીરૂપ તસ્તી—

ભૂલ ચુકની માફીની સાથે સુધારવા તસ્તી.

અમીધર પ્રસાદજી.

વરસોડા

( મહિકાંઠા. )

# પુસ્તકાંજલિ.

જેમ સમૂદ્રના તરંગો અને તેની લહેરૂં સ્વતઃસીદ્ધ ઉત્પન્ન થઈ તેનેજ મળે છે તેમ

અત્રેનોં જૈનોત્સાહરૂપ સમૂદ્રને તેની આનંદરૂપી લહેરૂ તેનેજ અર્પણ થાય છે ( તેનેજ મળે છે ).

આ પુસ્તકની આસાતના કરવી નહિ કરશે તો તે દોશ તેને શીર.



| | તીર્થંકરનુંનામ | માતા | પીતા | જન્મ સ્થાન | યક્ષ | યક્ષણી | ગર્ભ કાલ | દેહ પ્ર. ધનુષ | લાંછન | પુર્વ આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | મેરૂદે. | નાભીરાજા | વિનીતા | ગોમુ. | ચક્રેશ્વરી | ૯–૪ | ૫૦૦ | બળદ | ૮૪ લાખ |
| ૨ | અજીતનાથ | વિજયા | જીતશત્રુ | અયોદ્ધા | મહાય. | અજીતબ. | ૮–૨૫ | ૪૫૦ | હાથી | ૭૨ લાખ |
| ૩ | સભવનાથ | સના | જીતારી | સાવથ્થિ | ત્રીમુખ | દુરિત્તારી | ૯–૬ | ૪૦૦ | અશ્વ | ૬૦ લાખ |
| ૪ | અભિનંદન | સિદ્ધા. | સવર | અયોદ્ધા | નાયક | કાલીકા | ૮–૨૮ | ૩૫૦ | વાનર | ૫૦ લાખ |
| ૫ | સુમતિનાથ | મંગલા | મેઘ | અયોદ્ધા | તુંબરૂ | મહાકાલી | ૯–૬ | ૩૦૦ | ક્રૌચપક્ષી | ૪૦ લાખ |
| ૬ | પદ્મપ્રભુ | સુસીમા | શ્રીધર | કૌસાંબી | કુસુમ | શ્યામા | ૯–૬ | ૨૫૦ | કમલ | ૩૦ લાખ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વિ | પ્રતિષ્ઠ | વાણારસી | માતંગ | શાંતા | ૯–૧૯ | ૨૦૦ | સાથીઓ | ૨૦ લાખ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મ. | મહાસેન | ચંદ્રપુરી | વિજય | ભ્રકુટી | ૯–૭ | ૧૫૦ | ચંદ્ર | ૧૦ લાખ |
| ૯ | સુવીધીનાથ. | રામા | સુગ્રીવ | કાકંડી | અજીત | સુતારકા | ૮–૨૬ | ૧૦૦ | મગરમચ્છ | ૨ લાખ |
| ૧૦ | શીતળનાથ | નંદા | દૃઢરથ | ભદ્દીલપુર | બ્રહ્મા | અશોકા | ૯–૬ | ૯૦ | શ્રીવચ્છ | ૧ લાખ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિશ્નૂ | વિશ્નૂ | સિંહપુરી | યક્ષેટ | માનવી | ૯–૬ | ૮૦ | ગેંડો | ૮૪ લાખ |
| ૧૨ | વાસુપુજ્ય | જયા | વસુપુજ્ય | ચંપાપુરી | કુમાર | ચંડા | ૮–૨૦ | ૭૨ | પાડો | ૭૨ લાખ |
| ૧૩ | વિમળનાથ | શ્યામા | કૃતવર્મા | કંપીલપુર | ષણ્મુ. | વિદિતા | ૮–૨૧ | ૬૦ | વરાહ | ૬૦ લાખ |
| ૧૪ | અનંતનાથ | સુયશા | સિંહસેન | અયોદ્ધા | પાતાલ | અંકુશા | ૯–૬ | ૫૦ | સીંચાણા | ૩૦ લાખ |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતા | ભાનૂ | રત્નપુરી | કિંનર | કંદર્પા | ૮–૨૬ | ૪૫ | વજ્ર | ૧૦ લાખ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | શાંતીનાથ | અચી. | વિશ્વસેન | ગજપુર | ગરૂડ | નિર્વાણી | ૯-૬ | ૪૦ | હરણ | ૧ લાખ |
| ૧૭ | કુંથુનાથ | શ્રી | સુર | ગજપુર | ગંધર્વ | બલા | ૯-૫ | ૩૫ | બકરો | ૯૫ હજાર |
| ૧૮ | અરનાથ | દેવી | સુદર્શન | ગજપુર | યક્ષેટ | ધારણી | ૯-૮ | ૩૦ | નંદાવર્ત | ૮૪ ,, |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવ. | કુંભરાજા | મથુરા | કુબેર | ધરણીપ્રિ. | ૯-૭ | ૨૫ | કલશ | ૫૫ ,, |
| ૨૦ | મુનીસુવ્રત | પ્રભા | સુમીત્ર | રાજગ્રહી | વરૂણ | નરદત્તા | ૯-૮ | ૨૦ | કાચબો | ૩૦ ,, |
| ૨૧ | નમીનાથ | વીપ્રા | વીજય | મથુરા | ભૃકુટી | ગાંધારી | ૯-૮ | ૧૫ | કાળું કમળ | ૧૦ ,, |
| ૨૨ | નેમીનાથ | શીવા | સમુદ્ર વિ. | સૌરીપુર | ગોમેધ | અંબીકા | ૯-૮ | ૧૦ | શંખ | ૧ ,, |
| ૨૩ | પાર્શ્વનાથ | વામા | અશ્વમેન | વાણારસી | પાર્શ્વ | પદ્માવતિ | ૯-૬ | ૯ હાથ | સર્પ | ૧૦૦ વરસ |
| ૨૪ | મહાવીર સ્વામી | ત્રાસલા | સીદ્ધાર્થા | ક્ષત્રીકું | માતંગ | સિદ્ધાયીકા | ૯-૭ | ૭ હાથ | સિંહ | ૭૨ વરસ |

# મંગળાચરણ.

## ૧ દુહો.

જય જય જય જગરાય તું. [૧]જંજપૂક જય [૨]જંજ ॥
[૩]અવિરત [૪]આસ્યદ આપજે, ગણનાયક ગુણ [૫]ગંજ ॥૧॥

"નમુપદ ગીરિજાપતિને" શુદ્ધ ૨

નમો પ્રથમ પ્રભુ *વાસુ પુજયને ૨
કરજોડિને અરજી કરીએ, ધીર ધ્યાન આ તારૂં ધરીયે ॥
ગાઇએ ગાન પાડિમાન હવે તુજને નમો૦ ॥ ૧ ॥
પ્રિતે આવ્યા પાસ, વિભુ રાખીને વિશ્વાસ;
એથી પુરો મારી આશ, દેખી હમને સુદાસ.
નમન નમન હમે નમન કરીયે.
ધરીધીર હુલ્લાસે રાખો પાસે આ આવાસે,
ટાળો મતિ [૬]કુજને નમો૦ ॥ ૨ ॥

---

૧ સમુહ. ૨ જોદ્ધા. ૩ નીરંતર. ૪ સ્થાન. ૫ સમુહ. ૬ પાદપુર્ણાર્થે.

* અત્રે દેરાશરમાં વાસુપુજય તિર્થંકર હોવાથી તેમની સ્તુતિ પહેલી છે.

# ઋષભદેવ.

## મીશ્ર. ૩

" શું નટવર વસંત થૈ થૈ નાચિ રહ્યો "
શ્રીઋષભ તિર્થંકર રાજ તારે લોલ,
રાજ તારે લોલ સૌથી સાજ તારે લોલ. શ્રી. ૧

### સાખી.

નવ ચારે વિનિતા વિષે, મરૂદેવી જે માત.
પિતા નાભિથી પ્રગટીયા, ઋષભ તિર્થંકર તાત;
પેલા તિર્થંકર રાજ તારે, લોલ રાજ તારે લોલ.
સૌથી૦ શ્રીઋષભ. ૨

### સાખી.

ગણુ ગોમુખ ચક્રેશ્વરી યક્ષ યક્ષણિ જાણુ,
લાંછન બળધનું લીજીયે, પાંછે ધનુપ પરમાણુ;
લાંછન બળધે બીરાજ તારે લોલ, રાજ તારે લોલ.
સૌથી૦ શ્રીઋષભ. ૩

### સાખી.

આયુપ અતિએ પૂર્વ છે, લક્ષ એશીને ચાર,
પહેલા તિર્થંકર પ્રતે અતિ કરો ઉપચાર[1];
પેહેલા તિર્થંકર પ્રીતથારે લોલે, ભાવે સેવક કષ્ટ ભાજ
તારે લોલ. શ્રીઋષભ ૪

---

૧ સેવા યા પુજા.

## સાખી.

ઇક્ષુરસના અદનથી, ઇક્ષ્વાકુ કુળ ભાણુ,
પર્વત અષ્ટાપદ પરે, મેળવ્યું મોક્ષનું સ્થાન;
ભક્ત અનુંરક્ત છે આ વંશ માંરે લોલ.
લક્ષ રતિ પતિ અતિ લાજતારે લોલ;
શ્રી ઋષભ૦ ૫

## સાખી.

વરસોડાજીન મંડળી, નમન કરે નીરધાર,
આશા પુરજો એહની, કૃપા કરી કીરતાર;
ગુણ ગાવાને અતિ ગાજતારે લોલ, ગાજતારે લોલ.
સૌથી૦ શ્રીઋષભ. ૬

# સ્તુતિ.

## શુદ્ધ. ૪

" નમામી મહિશાસુર મરદિનિ "
ભજામી ભવભય ભંજનરાય, (૨)
શરણુ અશરણુ તરણુ તારણુ આપના—પ્રતાપથી,
ત્રિવિધ તાપને પાપનો જે માફકારી થાય; ભજામી. ૧
દેવ તું તત્મેવ એવ, સેવકને કર્યે તું અભેવ;
સુખ કારણુ દુઃખ હારણુ તરણુ તારણુ જીનવરા.
તાત સમહે માબરા શરણુ આવી તાબરા,
નમન કરીને બાળ તારા, શુભ ગુણુ તે ગાય; ભજામી. ૨

# અજીતનાથ.

## મીશ્ર. ૫

"લાવ લાવ સખી એક કાગળ લખીયે હરીનેરે"
વળી વંદો અજીતના નાથ, રહો નિશદીન રાજી,
સોધી અવગુણ રાખે જે સાથ, ડાહ્યા નહિ તે *પાજી. ૧

### છંદ.

જનની વળી જે વિજયા, ઈવજીત શત્રુ જાણજો,
નક્કી અયોદ્ધે વાસ છે, આનંદથી ઉર આણજો,
નંદીત ન કરશો કામ, દયા આણી મનમાંરે,
એથી મળશે અતિ આનંદ, જુઓ તમે જનમાંરે. ૨
મહા યક્ષ અજીતબલા તે અષ્ટ પંચવીશરે,
નિતિ ન્યાળી અને નીરધાર, નમાવોને શીશરે. ૩

## સ્તુતિ.

### "વેળાવર તથા પ્રભાત" મીશ્ર. ૬

મન માહ્યરૂં તમારી પાસ, આસ પુરો અમ તણી માહ્યરૂં.
શેષ અશેષ ગુણ ગ્રામ, વીચારતાં તે પામે વિરામ,
હર હર હર હર ગડી હર સ્તુતિ કરે છે તમ તણી માહ્યરૂં. ૧
નિદ્ધી રિદ્ધી સિદ્ધી અષ્ટ સેવા કરેછે તમ તણી,
તૂંજ માત તૂંજ તાત તૂંજ બ્રાત સેવકના શીરોમણી—
અર્જ મારી ઉર ધરીને, કષ્ટ કાપ તું ધણી,
તન ધન મને આવ્યો શર્ણું મર્ણુટાળ્ય મુગટમણી; માહ્યરૂં. ૨

---

* નાદાન.

# સંભવનાથ.

## "ક્ષત્રીકલંક" શુદ્ધ ૭

સંભવનાથ તણી કરો સેવ, જઈને બંધુ જોગ આવ્યોરે.
સેનાજીતારી સુતની તત્યેવ, ,, ,, ૧
નહિ લેજો તેનું મુખ થકી નામ, ,, ,,
સાવથ્થી છે જનમનું મકાન, ,, ,, ૨
દુરિતારિ યક્ષણીને કહેલ, ,, ,,
નવ ૭ દિવસ ગર્ભે રહેલ, ,, ,, ૩
તેનો ત્રિમુખરે લેજો યક્ષ, ,, ,,
એનો આયુષ્ય સાઠ છે લક્ષ, ,, ,, ૪
જેનું વાહન કહીએ કેકાણુ, ,, ,,
પુરો ચાર્શેં ધનુંષ પરમાણુ, ,, ,, ૫

# સ્તુતિ.

## "હેંચનો ગરબો ઝાલાવાડી" મીશ્ર. ૮

દુઃખ હરન હરન સુખકર ન દેવ (૨)
તમને નમીયે તમને નમીયે, જેથી નહિ ભમીયે
ને હમે પાર પામીયે, વિરામીયે, દુઃખ૦ ૧
*ઈષ્ટ આપજો કષ્ટ કાપજો, થીર થાપજો જેથી વિરામીયે,
પાર્યં પામીયે હમે, પાર્યં પામીયે, દુઃખ૦ ૨

---

* મન વાંચ્છીત.

# અભીનંદન.

## "પીલુયા બરવો" શુદ્ધ. ૯

*વિભુ વિવેકથી કરીયેરે વંદન,
આપો અતિ સુખ એ અભીનંદન; વિભુ. ૧
સિદ્ધાર્થા આપ જનની સોહાવે,
સંવર પીતા પવિત્ર કહાવે, વિભુ. ૨
સેવકને શુભ છો સુખદાયક,
કાલીકા યક્ષણી યક્ષ નાયક. વિભુ. ૩
અયોદ્ધામાં એ જનમ લીધોછે,
વાહન વાંનર વીભુ કીધો છે. વિભુ. ૪
આઠ અઠ્ઠાવિશ ત્રણુસો પચાસ,
પચાસ લક્ષ આયુષ્ય પઠે દાસ. વિભુ. ૫

## સ્તુતિ.

### "અમો રસીક નાર રંગીલો ભરથાર" મીશ્ર. ૧૦

શુભ કરીએ કાજ, અમે મહા મહરાજ,
તેથી રાખોને લાજ, કાંઈ મારી મારી.
પ્રભુ ધરીયે પ્રેમ, કરો કુશળ ખેમ,
રાખો નજર રેમ, જાઉં વારી વારી. ૧
તમે અભય સુખ આપો, કષ્ટ મારાં કાપો,
થીર થાપોને નિશદીન હમને—

---

* સમર્થ.

તમને તમને તમને નમીયે—
હરદમ નમીયે તમને ધીર કાંઈ ધારી કાંઇ ધારી. (૨)
પ્રેમે પમ્યા ચરણુ, તમે મટાડો મરણુ,
સુખ કરણુ ધરણુ, રીત સારી સારી. શુભ. ૨

## સુમતિનાથ.

### "છંદ મનહર ઇંગ્લીશરાહ" શુદ્ધ. ૧૧

પાંચમા સુમતિ નાથ, મંગળા ને મેઘ તાત,
પુરી અયોદ્ધામાં એનો, જનમ કહેવાય છે.
નવ અને છ દીવસ, ગર્ભકાલ કીનો જેનો,
તુંબરૂને મહાકાલી, ગૂણુ તેના ગાયછે.
ત્રણુસે ધનૂંષ કેરે, દેહનું પ્રમાણુ છેરે,
ક્રૌંચપક્ષિ લાંછનતે, પ્રેમથી પઠાયછે;
જીવન ચાલીશ લાખ, પુરણુ રિતે પ્રકાશ,
દાસ થાય તારો તેની, આશ પુરિ થાયછે. ૧

## સ્તુતિ.

### "મિઠી પ્રીતીની પ્યાલી હાથમાં ઝાલી." ભીમ. ૧૨

પ્યારા પ્રભુજી મારા સુખ કરનારા દુઃખ હરનારા,
ન્યારા સારારે, ભલાજી ન્યારા૦
અકળ કળાછે આપની કેમે કળી ન જાય,
કૃપા કરે તુજે પરે જલ્દી તેને જણાય—

પ્યારે ઈશ જલ્દી તેને જણાય—એને કાળ કદી નવ ખાય;
સાચું છે પ્રાણઆધારા કામણગારા,
સૌથી સારા પ્યારા મારારે, પ્યારા૦ ૧

## પદ્મપ્રભુ.

### "સિંહાનો કાન્હડો" પુજો શુદ્ધ. ૧૩

પદ્મ પ્રભુને પુજો શુદ્ધ પ્રીતે,
નીતીથી નમીને એક ચીત્તે, પદ્મ. ૧
સુસીમામાત શ્રીધર તાત,
કૌંસુબી કહુછું હું ભ્રાત, પદ્મ. ૨
કુસુમ શ્યામા ભાવે ભણીયે,
ગરભ પુરો નવને છ ગણીયે, પદ્મ. ૩
અઢીસો છે અંગ પ્રમાણ,
પદ્મ લાંછંન પ્રાતિથી જાણ, પદ્મ. ૪
ત્રીસરે લાખછે આયુષ્ય આમે,
ભજન કરે તેનિ ભાવટ ભાગે, પદ્મ. ૫

## સ્તુતિ.

### "હૃદય ફાટી જાય હાય હાય" મીશ્ર. ૧૪

હરશ ચાલ આજ આજ આજ—હરશ ચાલ આજ આજ, આજ.
તમને હમને પોષીને પાળેછે પોતે ગરીબ નીવાજ,
નાત જાત માત તાત—તેની રાખી લાજ ઈશજીમરાજ;
આપ્યું સુખ સાજ રાજ રાજ; હરશ. ૧

સારી નઠારીયે મારીને ધારી—વેળાયે તેં મહરાજ પ્યારે બંધુ વેળાએ.
છોરે તેમ સીર તાજ—*સુરનો સમાજ વંદે જીનરાજ—

આજ આજ. દરશ૦ ૨

## સુપાર્શ્વનાથ.

### "ગાજે ગગન ગરરર ગગન ગરરર" શુદ્ધ. ૧૫

જોવા ઝટપટ જાઇએ, પ્રીત સુપારસનાથ,
ઈંદ્ર લોકથી ઉતરી, સખીયો ચાલી સાથ.
મળી [1]ભામાઉં તનમન ભામાઉ તનમન,
તાળી લેતિ તે રાચે તનનન
વળી [2]વામાઉં થનગન વામાઉ થનગન,
પાળી પ્રિતિને નાચે નનનન
તેનો રાવ ગાજે ધનનન જેનાં [3]સાજ વાજે—
છનનન મળી. ૧
હળિમળિ ગાવે હારમાં, લળિ લળિ લારો લાર
વળિ વળિ [4]અહિ આકારમાં—
હાંરે શી કહુ હું શોભાયરે બધયુ ગુણુ હરીના ગાયે,
થીર થાયેરે સહુ બાયબાયરે બધયુ—
ભામા તનમન ભાવથી ફરતિ ફેરાફેર,
અરસ પરસ એ દાવથી—
ઝટપટ ચાલીરે છેડે તાન હાવ ભાવથીરે
ફરીને ફેર ફુંદડી, [5]અરિ ઓડીને ચુંદડી—

---

૧ સુંદર સ્ત્રી. ૨ જવાન સ્ત્રી. ૩ વાજું. ૪ સર્પ. ૫ આપી.

થયા પ્રસન્નજીનરાય પ્રસન્નજીનરાય,
નીર્ખી નારીનો નાચ નનનન નાચ નંનનન,
ઝાંઝ ઝનનન મળી. ૨

## સ્તુતિ.

**"કાફી ત્રીતાલ ભય હરન ત્રીશુળધર" શુદ્ધ. ૧૬**

જય અમર જીનવર દેવ, પ્રભુજી પ્યારે અમર જીનવર દેવ.
તું ઇશ્વર મારા કીર્તિ સારી દે—નીશદીન પ્યારે સારીદે—
હમને સારી દે તારી હરદમ થાયે સેવ, જય. ૧
તુસુખકરનારા દુઃખ હરનારા પ્યારા મારા
હરદમ ગાઉંછું ગુણ તારા તેવીછે એવીછે ટેવ. જય. ૨

## ચંદ્રપ્રભુ

**" પ્રીતિનું પાન કરશું શહુણાપતિ સાથે. " શુદ્ધ. ૧૭**

ધીરેથી ધ્યાંન ધરશું ચંદ્ર પ્રભુનું પ્રીતે.
કોડેથી સેવા કરશુ રાજીથી શુભ રીતે.—
ચંચળ ચતુર નિ[૧]જ ચિત્તે ધારેથી. ૧
રાજ રૂપાળા રે લટકાળા,
મોતીની માળા પુન્યના પાળા—
તુજ ધ્યાંનિ જગતને જીતે. ધીરેથી. ૨
મુર્તિ તમારી મનહરનારી,
સુખ કરનારી ધ્યાંને ધારી—
સેવક સેવકરે નિત્યે. ધીરેથી. ૩

૧ પોતાના.

## સ્તુતિ.

"પ્રજનંદ પ્રહિરે મોરીબઇયાંરે." શુદ્ધ. ૧૮

જીનરાજ જપોને મેરે ભાઇરે જીન ( ૨ )
નમને નમને સુખ નિશદિન થાશે;
સહિત મુડીના સવાઇરે. જીન. ૧

પરમ ધરમ તણો મરમ પમાશે.
કરમ તણીતો કમાઇરે જીન. ૨
ચરણુ પ્રભુનાં શરણુા શરણુછે,
ભવોદધિસેજે તરાઇરે. જીન. ૩

## સુવિધિનાથ.

" બંધ કીલ્લો બાપુછે શુંકામ " ૧૯

બાળો ઓરારે આવોરે ભજો ભાવે સુવિધીરે નાથ
રામાતણુા એ સુત સોહાવે સુગ્રીવ સરખા છે તાત. પ્યારે ભાઇ
સુગ્રી૦ બાળો૦ ૧
કાકંડીમાં જનમ લીધો છે અજીત યક્ષની જાત, પ્યારે ભાઈ.
અજીત૦ બાળો૦ ૨
સુતારકાઇ છવીશછે રે એકસો ધનુંષની વાત, પ્યારે ભાઈ
એકસો૦ બાળો૦ ૨
મચ્છ મગરનું લાંછન લઇએ આયુંષ લક્ષ બે જાત, પ્યારે ભાઈ
આયુષ૦ બાળો૦ ૪

## સ્તુતિ.

"કુંગનવા મોરે કરસે નીકસ ગયોરે". શુદ્ધ. ૨૦

દિખાદે દોસ્ત જઇન ધરમ હુકી રીત દિખાદે૦
સુખ કરનારી રે, કહું હુમે સારીરે, સુખ૦ ૨
સો મોહિકું સુનાદે શ્રવણામૃત દે દે
આયાહું તુજ પાસ મેસો૦કર કર પ્રીત દિખાદે દોસ્ત. ૧

## શીતળ નાથ

"થયાછોરે પતિતેજ પ્યારી." મીશ્ર. ૨૧

ગુણ ગાવો શુભ રિત થકિ નિશ દીન જીનવર તણા ધરી પ્રેમ,
જીનવર તણા ધરી પ્રેમ હરદમ જીન૦ ગુણ.
નંદા દૃઢર્થી પોતે પ્રગટીયા શાંતિ શીતળ નાથ—
શુદ્ધ રીતે, પુરી પ્રીત્યે, નમુર્નિત્યે, દુઃખ વીતે
પ્રભુ તન મનધન થકી હરદમ રાખે નજર *અજર ભરી રેમ ગુણ. ૧
ભદ્દીલપુરમાં ભાવે બીરાજ્યા બ્રહ્મા અશોકા નામ,
ધીરધારી, સુખકારી, દુઃખહારી, જાઉંવારી—
હેમારી હમારી ધારી રીતિ. હમારી ધારી.—
તુંકૃપા કરીને કુશળ ખેમ, કર્યે કુશળ ખેમ, કર્યે કુશળ ખેમ,
ગુણગાવો. ૨

## સ્તુતિ.

"મંડપ રચ્યોઆજ તથા જતાં ભરવાને ગ્યાંતાં મીશ્ર." ૨૨

ભજો ભાવે ભગવાન ( ટે )
ભજો ભાવે ભગવાન ગુણ શુભ ગાઇ રે,

---

* અમૃત.

નવ આણોને અભિમાન ઉરમાં ભાઇ રે.
ભજો ભાવથકી ભગવાનરે નવ આણો ઉરે અભિમાનરે
તેથી મળશે ત્રિલોક માન—
એવો છે એહનો મહિમાયરે;

**સાખી.**

પ્રીતે નિતિ પાળજો, પ્રીતિ કામનૂં માન
ભિતિ ટળશે ભવતણી.
નહિ થાશો બે ઇમાન. ભજો. ૧

## શ્રેયાસ નાથ.

**" જળ ભરવાને ગ્યાં તાંરે વીગેરે મીશ્ર. ,, ૨૩**

જીન બંધુઓ જાણોરે જીણંદા જયકારી,
એને ઉરમા આણોરે શ્રેયાંસ છે ભય હારી;
પ્રીતે પાય પડેલ તે પામે અતિશે હુશીયારી.
વળી વિશ્વથકી તે વિરામે ભાગે ભવ દુઃખ ભારી,
ઇશ એવો સેવો જીનરાય જરૂર શીવ કારીરે;
જેના ગુણ દેવ ગણગાય એતો સુખ કારીરે.
સજો તમે સુખ સાજથી, તજો અરે અભિમાન
ભજો ભાવે ભગવાનને
વળી વિધ વિધ આગમરે વાંચી થાવો ઉપકારી. જીન. ૧

## સ્તુતિ.

**" કોઈ લાલ કહો જાકે " સુદ્ધ મીશ્ર. ૨૪**

ઇશ અર્જ સુણો મારી
તુજ ગતીને બલીહારી........................ ઇશ.

પાય પડેલાનાં પાપ નિવારો એવા છો મહરાજ,
મહા મહરાજ, કરો અમકાજ, રાખીને, લાજ;
ધીર ખુબ ધારી................................ઈશ. ૧

ભવો દધિમાં ડુબતા હમને *પેલે પાર્ય ઉતાર
અને તુંતાર, અરે આવાર, કહું નિરધાર;
કૃપાથી તારી................................ઈશ. ૨

---

*સામે.

## વાસુપુજ્ય.

### " વનમાં બોલે મોર બપૈયા " ગરબો મીશ. ૨૫

જેછે વાસુ પુજ્યજી જીનરાજ સેવકની પીડ હરેરે લોલ,
પ્રીતિ પાળીને શુભ રીતિ જે ધર્મે ધીર ધરેરે લોલ.
જેને દુઃખ કરી સહુ દુર અમુલ્ય દેહ આપીયોરે "
તેને આણ્યું નહિ જે ઉર પઢે વેદ પાપીયોરે "
તાત જેના વસુ પુજ્ય છે ચંપાપુરમોઝાર
ચંડા જયા કુમાર છે.—
તમે પુજો ધરીને પ્રેમ. જીન સુખકારીરે.
તેથી કરશે કુશળ ખેમ દીન દુઃખ હારીરે
તેથી કરશે કુશળ ખેમ દીન દુઃખ હારી—
તેવો તેનો છે મહિમાય શેવકને સુખ કરેરે લોલ,
ગાવો ભેળા બળિ સહુભાય આપણનાં દુઃખહરેરે,૦ જેછે વાસુ ૧

## સ્તુતિ.

### " ડરમાંતું દીલસાથ છોકરા " શુદ્ધ. ૨૬

ધર્મે ધરને ધીર બંધુ જૈન ધર્મેધર—
તેથી તરીશ ભવપ્લવ તીર. બંધુ જૈન ધર્મે—
કુમતિ કાપો થીરતા થાપો સંત સાધુને અતિઅન્ન આપો,
( ધર્મ મોટા લાભ છે )
હાં હાંરે તમે નાત્મે નીરમળનીર. બંધુ જૈન ધર્મે. ૧
પ્રીતેથી પ્યારૂં સહુથી સારૂ—
બોલો નહિ બંધુ વેણુ નઠારૂં સાચાથી પુન્ય નથી કાંઈ સારૂં
સાચેથી રામ રાચે નીરધારૂં બોલે સાચુ છુટે પાપનું બારૂં
( સત્યાત નાસ્તિપરો ધર્મં )
હાં હાંરે છુટે પાપ તણીતો પીર. બંધુ જૈન ધર્મે. ૨

## વિમળનાથ.

### "દેખ્યાભાઈ દુ:ખના દાડારે" દેર. ૨૭

જતિ રહેશે કાલ જવાનીરે જતી રહેશે, (૨)
ફારી નહિ લાગે દવાનીરે જતી રહેશે; (૨)
( એવું જાણીને જીનજપો વિમળનાથને )
પ્રાણીપરાં થાશે ખરાં અલબેલડાં, છોટાંવડાં,
નદીનેકીનારે રહિ શકે કેટલા દીવસરે *રૂખડાં જતી. ૧

* વૃક્ષ.

શ્યામા તણા સુત જેહછે કૃત કંપીલ પુર જાણજો,
આનંદકારી એહને ઉરમાં અતિશે આણજો. જતી. ૨.
ગગનનારે ગાજતા, વરસાત કેરી વીજળી,
તેમ પંચભુતનો પંડ તેતો પલકમાં જાશે પડી. જતી. ૩
ચળકતા તે ચાંદલાની ઝળક ઝટપટ જાયછે,
તેમ કાળકેરી ઝપટમાં સૌ ખલક ઘટ અટવાયછે—થોડી
નથિ વાર થવાનીરે તેમાં નથિ વાર થવાનીરે, જતી રેશે. ૪

## સ્તુતિ.

### "કેમ બોલું પ્રીતમ ગુંગરો" શુદ્ધ. ૨૮

ભજો ભાવસે ભગવાનકું સોતો આપકા પિતુ માતહે
સોતો આપકા પિતુમાતહે, (૪) ભજો .૧
સૃષ્ટી મેં સો વૃષ્ટી કરે જ્યાકી દ્દષ્ટીસે દુર [૧]પાતહે,
[૨]જળોકસને [૩]થળોકસ જ્યાકી મરજીસે સુખપાતહે,
ભજો ભાવસે. ૨
આપકાતજે મે આશરા સોતો નીશ્ચે નરકે જાતહે,
પુન્યકી પુંજી ખુટગઈ [૪]તાતે [૫]યૌં [૬]તો યહ અથડાતહે,
ભજો ભાવસે ભગવાનકું સોતો આપકા પીતુ માતહે. ભજો. ૩

## અનંતનાથ.

### "તારા ન્યારા થૈ જજો" વીગેરેમાફ ચાર મીશ્ર. ૨૯

પ્યારા મારા પ્રેમથી જોડો [૭]જોડો હાથ,
રાખે દ્દષ્ટિ રેમની એવા અનંતનાથ,

---

૧ પાપ. ૨ જળચર. ૩ થળચર. ૪ તેથી. ૫ જ્યાં ૬ સો. ૭ બે.

પ્રીતિ પાળો [1]પ્રયણે, નીતિ ન્યાળો નયણે,
ત્યહાંરે બંધુ મળશે ત્રીલોકે માન—બંધુઓ પ્યારે મળશે.
તેનું ધારો ધીરથી ધ્યાંન—જેને છોટા મોટા સહુ સમાન,
જીનો જોયારે જોવા, એવા દેવાની સેવા,
ત્યહાંરે થાયે પાપી પાવન તત્કાળ—બંધુઓ પ્યારે. પાપી.
કાળ તેને અકાળથી નવ ખાય—
જાય જંજાળ જગતનીરે—ભલા જંજાળ જગતનીરે,
પ્રીતે આવેલ પાસ દેખીને દાસ હમારી આશ,
મેળજો મહરાજ, ભલાજી મેળવજો મહરાજ,
અમારે તારો આધાર, ઉતારે તું ભવપાર્યં,
અમે તો નમન કરીયે આજ, ભલાજી નમન કરીયે—
અરે તું મેળવજે મહારાજ. ૧

## સ્તુતિ.

### "કોઈ રખકી મરજી કયાજાને" શુદ્ધ. ૩૦

તુજ નાથ હમોને ઉગારે આવ્યા શર્ણે તારે પ્યારે,
જીનધારે તેને તું તારે જે વીસારે તેને મારે. તુજ ૧
ઉદ્ધારે તું ઉદ્ધારે આવ્યાપારે ઇશ્વર તારે—
પ્રભુ અરજ કરી તુજ આધારે તે ઉરધારે તું ઉરધારે.
તુજ. ૨

---

૧ રસ્તે.

હરદમ ગાઉછું આવારે, શુભ સ્તુતિ જે આ સ્વીકારે;
ને વિચારે ઈશ અત્યારે, તેને તારે તું આવારે. તુજ. ૩

## ધર્મનાથ.

### "સનનન સોહે સાવરીયા શ્યામ" મીશ્ર. ૩૧

તનધને નમો શ્રીધરમના નાથ, (૨)
વારે વારે વિભુને વારિવારિ જાવોહાં તન.
સુવ્રતા માતાને ભાનું પિતા પોતાના,
કિન્નર કંદર્પારે જક્ષની સંગાથ, તન. ૧
ત્રિવિધ તાપ થકી તારે બાપ તેતો,
પ્રેમી સેવક તણો પકડીને હાથ. તન. ૨
નીશદીન સેવતારી દેવ તત્એવ સારી,
એવી હરદમ ધારી આવ્યોછું શરણુ હા,
પાપી તણુંતો પાપ, માટે કરો માફ,
અનાથનનાથ. તન ધને. ૩

## સ્તુતિ.

### "હું કવન માર્ગપર આયો" શુદ્ધ. ૩૨

શ્રી સહાયથજે જીનદેવા, (૨)
કષ્ટ નષ્ટ થયાં હષ્ટ પુષ્ટ જે દષ્ય દષ્ટ ફળ્યાં મિષ્ટ થકી તે,
તન મન ધનવડે નિશદિન જનજો કરે તમારી સેવા. શ્રી. ૧
આપની નવીન કૃતિ આદરીયે, ગૂણ [1]ગ્રામ સુખ શ્યામના ગાઈયે,

[1] સમૂહ.

નીત્ય નીત્ય શુભ રીત ભકતી. શક્તિથી કરીએછે તત્ખેવા, શ્રી. ૨
શેવટ સમયે બેલી તમેછો શરણુ થયેલા આપને હમેતો.
શરણા શરણુ ભય હરણુ—આપ એવા સહાય થજે. ૩

## શાંતિનાથ.

### "આસો માસો શરદ પુનમની" ઝાલાવાડી મીશ્ર. ૩૩

લેજો લાવો આવો જાંણી દાવજો,
દર્શન કરવા સારૂ દેરે દેવને આવજોરે લોલ,
શાંતિનાથ દેવાધિ દેવા, કરીયે સેવા, ચિંતામણીના જેવાજો,
પૂજવાનો પૂજાપો તો લાવજોરે લોલ, લેજો. ૧

ઝટપટ ચાલો જીનીઓ, ખટપટ છોડિ ખચિત,
નફ્ટ ન ઝટ ત્યાં આવશે *નિકટ વિકટ છે રીત,
તેવું તનમાં ધ્યાંને ધારી ધીર કર્મ ધાજોજો, દર્શન૦
તેવું નહિ બને જો તમારે તો કોઈ સહકાવજોરે લોલ,
લેજો લાવો. દર્શન૦ ૨

## સ્તુતિ.

### "હાય આવ્યો કઠણકાળ કયાંથી" શુદ્ધ. ૩૪

ભજો ભક્તી થકી પ્રભુ ભાઈ, આજ આંહી, આજ આંહી,
બીજો બેલી નથી કોઈ કયાંહી. „ „
જેને રચ્યાં જગ પ્રાણીયો, જુદો વળી ઇશ જેહછે,

* પાસે

વ્યાપક વળી જે વિશ્વમાં, તે ઇશ આ તો એહછે—
આજ આંહી (૨) ભજો૦ ૧
માત તાતને ભ્રાત સહુજન, પ્રાણ છોડે પલકમાં,
ખોટે ખરે તો આજછે, ખોળી જુવોને [1]ખલકમાં,
આજ આંહી (૨) ભજો૦ ૨
નદીને કીનારે રહી શકે, કેટલા દીવસરે [2]રૂંખડાં
તેમ કાળ કેરી ઝપટમાં સૌ, ચપટ થાયે લક્ષુવડાં,
એમ ધારી ભજો ઇશ ભાઇ, આજ આંહી આજ આંહી ૩

## કુંથુ નાથ.

### "દશા આશી થઈ મારી" શુદ્ધ૦ ૩૫

કુંથુનાથ છે તે સુખકારી ભવ *પ્લવના છે ભયહારી. કુંથું.
શ્રી સુરજનનિ જનક છે. ગણજો શુભ ગજપુર.
ભણજો ભકતી ભાવથી, રાખી પગ ૨૮ ઉર;
ધરો ધ્યાને રૂડા ધારી. કુંથુ. ૧
રજ[1]ની નહિ તે રહિ શકે, આવે નભગણ[2] નાથ,
પરમ કરમ અરપ્યાથકી, પેખી જીન પતિ નાથ—
વળી દુઃખદેતે વીદારી. કુંથુ. ૨
નાત જાતની વાતમાં, ભ્રાત ભ્રાતના લોક;
મીઠું બોલે મુખ [3]પુરે, કડવું કેછે કોક—
એવો ઈશ આછે હીતકારી. કુંથુ. ૩

---

૧ વીશ્વ. ૨ વૃક્ષ.
* સમુદ્ર ૧ રાત્રી ૨ સુર્ય ૩ આગળ

## સ્તુતિ.

### "નિતીના પંથને ગ્રંથગુંથેલો" શુદ્ધ. ૩૬

જય જીનજીદેવા કરીયે સેવા આપનીરે આવાર
કરિ કૃપાથી મરજી હમારી અરજી નિહાળી નીરધાર. ૧
અરે રવી *આભાસે પુર્ણું પ્રકાસે નાસે નહિ [1]નીહાર,
એથી [2]ઉડુપ બાને સુર્ય ને શાને માને નહિ સંસાર. ૨
અમે આવેલ શર્ણું મટાડો મર્ણું વંદીયે વારંવાર
એવું આણીને મનમાં જરૂર જનમાં આપો સુખ અપાર. ૩

## અરનાથ.

### "ગાવો સાહેલીરે અંબારૂપાળી" શુદ્ધ. ૩૭

બોલો બંધુઓરે એકવાર નામ શુભ અરનાથનું (૨)
પઢે પ્રભુજીનું નામ થાયે પુરણ ધાર્યું કામ.
તેમાં નહિ બેસે દામ મળે મોક્ષ રૂડુ ધામ—
ગાવો સાથેરે એકવાર. ૧

દેવી સુદર્શનતણા ગામે શ્રી ગજપુર,
સુરપતિ સુરવંદી ઘણા પામે પગરજ ઉર;
શરણ આવેલાની સહાય કરે કોડે જીનરાય
એવો એનો મહિમાય ગુણ શેષ નાગ ગાય;
[1]શ્યામા સાથેરે એકવાર. ૨

---

*પ્રકાશ ૧ તીમીર ૨ તારા
૧ સ્ત્રી

# સ્તુતિ.

## " ક્યાંથીઆ સંભળાય " શુદ્ધ. ૩૮

સહાય કરો જીનરાય હમારી સહાય,
પ્રેમે તારે પારે આવી, ગાયન બાળક ગાય; હમારી. ૧
સુંદર તારી છબી નિહાળી, આનંદ ઉરમાંન માય; હમારી. ૨
શર્ણાગતને સુખ આપોછો, એવો આપ મહીમાય; હમારી. ૩
વિવિધ જાતનાં દુઃખ નિવારો, પડયા આપને પાય; હમારી. ૪
આપતણો જે આશ્રય કરે તે, જરૂર મોક્ષે જાય; હમારી. ૫

# મલ્લીનાથ

## " પુનમ ચાંદણી ખીલી પુરી " ફેર. ૩૯

ઓરા આવો બંધુ ગુણ ગાવો આજમાંરે,
અતિ આણી અને ઉરમાં ઉલ્લાસ,—
નીતી નમીયે નક્કિ શ્રીમલ્લીનાથનેરે.
મલ્લીનાથ પદ્માવતિ કુંભ મથુરા નામ,
કુબેરને ધરણી પ્રીયા કરે યક્ષનું કામ,
એજ ઈશને આનંદેભજો આ સમેરે,
વળી [1]આગમે રાખીને વિશ્વાસ; નિતિ. ૧
[2]અહન પતિ આવ્યા વીના નાસે નહિ [3]નીહાર;
પરમ કરમ અરપ્યા વીના, ભાસે સહી ભયકાર,
પ્યારા પ્રીતાંજલી અરપ્યાથી ઈશનેરે,
આસપાસ નહિ નહિ જે આકાશમાંરે,
એવો [4]આવાસ આપીને પુરે આશ; નીતિ. ૨

---

૧ શાસ્ત્ર. ૨ સુર્ય. ૩ અંધારૂં. ૪ સ્થાન.

## સ્તુતિ.

### " ચાલોજી પ્યારા પુરમાંહિ " શુદ્ધ. ૪૦

ચાલો ને બાળો દર્શને ચાલો
પૂજાપો લેઇને પ્રીતે [1]પાણીમાં,
અર્ચન કરવાને જઇએ આપણે આજ. દર્શને ચાલો. ૧
કેસર સોપારી શ્રીફળ સોહાવો,
પ્રીતેથી પુજીએ મહામહરાજ આજ; દર્શને. ૨
તાળ મૃદંગને ત્રાંસ બજાવો,
કાંસીનો [2]ઘોર કરોને સમયે આજ; દર્શને. ૩
બાળતણા શુદ્ધ ભાવે કરીને,
પ્રસન્ન થાશે પ્રભુજીતે જીનરાજ; દર્શને. ૪
કર જોડિનેરે અરજી કરશું,
થાશે પુરણ ઇચ્છેલું આપણું કાજ; દર્શન. ૫

## મુનીસુવ્રત.

### "શુદ્ધ આશાગોડી" ૪૧

સહાય કરે શ્રી સદાયે સુવ્રતજી, સહાય૦
ચંદ્ર [1]પ્રભાસમ જનની પ્રભાછે, રાજ ગ્રહીરે કહેવાય સુ૦ ૧
વરૂણને નરદત્તા [2]નિઃશંકે, પ્રેમે પડે તુજ પાય. સુ૦ ૨
શરણાં સેવે તારાં તેને, કાળ કદી નવ ખાય. સુ૦ ૩
**વરસોડાનિ વિજયા વર્ધક,** મંડળિ ગુણ તુજ ગાય. સુ૦ ૪

---

૧ હાથ. ૨ શબ્દ.
૧ કાન્તિ. ૨ નીશ્ચે.

## સ્તુતિ.

### "કાલે કાલે નેનો વાલી" કેર. ૪૨

અચ્છે ઈશ [1]નેને વાલે વાહ વાહ વાહ,
અચ્છે અચ્છે [2]બેને વાલે આહ આહ આહ,
કોઉસેં ન લેને વાલે કોઉકુન દેને વાલે,
કોઉકુન કેનેવાલે કોઉકાન [3]સેને વાલે.
એહિસો સુખકું, દેનેકા વારેહે;
[4]વોહિકિ [5]બંદગી, કરના ચાહિયે.
એસા કર કર [6]લબ્જ વાલે વાહ વાહ,
અચ્છે ઈશ નેને વાલે આહ આહ આહ. ૧

## નમીનાથ.

### "પરજીઓ મુસલમાની" મીશ્ર. ૪૩

વાહ વાહ રે રૂડિ કરો રંગ રેલ, રૂડિ કરો રંગ રેલ;
આમાં ખોટો નથિ કાંઈ ખેલરે, વાહ. ૧

નમીનાથ ને નિતીએ ન્યાળો, પુન્ય પ્રિતીએ ધર્મનેપાળો;
તેથી ભાઇ ભિતીએ ન ભાળોરે, વાહ. ૨
વળી વિપ્રા જેની છે માત, વિભુ વિજય જેનાછે તાત;
સુખકારી દુઃખહારી નીરધારી આવારિ, એ—
આપણી અરજી સાંભળશે અલબેલ વાહ વાહ. ૩

---

૧ આંખ. ૨ વાણી. ૩ સહન. ૪ તેની. ૫ સ્તુતિ. ૬ જીભ.

## સ્તુતિ.

### "કાલીગરા કોયલ" ત્રોટક બંનજારો ફેર. ૪૪

દુઃખ હરન દુઃખ હરન, દુઃખ હરન હરન હે દેવ;
શુભ કરીયે તારી સેવ,
અમે શરણે તારે આવ્યા, પુજાપો પ્રીતે લાવ્યા;
વળી ભક્તિ ભેદથી ભાવ્યા,
અહો તે અપાર શોધીને સાર, યુક્ત તત્ખેવ, શુભ૦ ૧
વળી બાળક ગાવે ગીત, અતિ નવીન રાગથી નીત;
એવી રખાવજો શુદ્ધ રીત,
અરે આવાર અને નીરધાર, તેવીછે ટેવ, શુભ૦ ૨

## નેમીનાથ.

### "મદન પડયો કેડરે" મીશ્ર કલિંગડો. ૪૫

ઉભય જોડિ હાથને (૨) નમોને નેમીનાથને (૨)
સીવાતણા સુત તેતો સૌરી પુરે રાજ એતો,
નીશદીન તન મને સેવો ભાવ થકી—
હાંરે સેવો ભાવ થકી (૨) હાંરે સેવો ભાવ થકી સાથરે,
ભલાજી ભાવ સાથરે (૨) ઉભય જોડી હાથને, (૨)
નમોને નેમી (૨) ૧

## સ્તુતિ.

### "કેવી આ સ્રીની" મીશ્ર. ૪૬

ધારોને શુભ રીતિએ, વીષે કહાવુંછું;
નચાલશો અનીતિ તે, ચીત્તે ચહાવુંછું. ધારો૦

કરો વિષય વાસના દુર, રહો ભક્તિમાં ભરપુર;
તેમાં નહિ બેસે કાંઈ નુર, સુણ્ય હું સત્યે ગાવુંછું. ધા૦ ૧
માનો શીક્ષા માજીરી, પેખીને વળી પ્રીત;
ધર્મ માંહિ ધૃઢતા ધરો—
તો જગત જાશેરે જીતિ. (૨)
અને ત્રિધાતાપતે માફ થશે, પછે ભાઈ રેહેશે નહિ ભીતિ;
એમ હું લક્ષે લાવુંછું. ધારોને. ૨

## પાર્શ્વનાથ.

### "હાસી શું થયું" તથા ગજલ મીશ્ર. ૪૭

પાપ દુર કરો દુઃખહારી દેવરે પાપ દુર કરો,
પાર્શ્વનાથ જોડી હાથ નમીને નાથ,
કરીયે તારી સેવરે, પાપ. ૧
આશરેરે તાહરે આવ્યા છીએ હમે,
આવીયા હમેરે ઈશ આવીયા હમે આવીયા હમે;
વામાને વિશ્વસેનરે વણારસી લીયો,
પાર્શ્વને પદ્માવતિ તેજક્ષતો ખરો—
કરીયે તારી સેવરે, પાપ. ૨

## સ્તુતિ.

### "પ્રીતીના પ્યાલો બોટી પછે વટલાવે" ફેર. ૪૮

નીતીથી નમીયે આજ હમે મહરાજ,
પ્રીતીથી કરજો પુરણુ હમારૂં કાજ;

પુજાપો લેઇને પુજા આજ હમે કરીયે,
વળી ઠાઠમાઠથી ધ્યાંન તમારૂં ધરીયે.
લળી લળિ લાગે પાય મળી મળિ બાળ ગાય,
વળી વળિ વાયુ વાય જાય પાપ બળિબળિ;
કુળી કળિ સુખ થાય છળી છળિ દુઃખ જાય,
હળીભળિ આવે ભાય, બાય સજીને સાજ, નીતિથી. ૧

## મહાવીરસ્વામી.

### "આજ આનંદ આનંદ ચીત ચહાવોરે" ફેર. ૪૯

આજ આનંદની ઉરે આણું આશરે,
મહાવીર મુનીરાજ કેરી પાસરે, આજ.
ગાવો ગુણ [૧]ગણુ ધનનનનનન,
તાલ સૂરથી તન નનનનન,
થન ગન થન ગન તન ધનથી—
સારીગ, રીગમ, ગમપ, મપધ, પધની ધનીશા,
શાનીધ, નીધપ, ધપમ, પમગ, મગરી, ગરીશા—
સારી સારી ગમપ—રીગ રીગ મપધ,
પધ પધનીમાં વળી વાસરે, આજ. ૧

## સ્તુતિ.

### "નમીયે અંબે માતને" શુદ્ધ. ૫૦

જયકર જે જીનરાજ, (૩)
કર જોડીને અરજ કરીયે, ધીર ધ્યાંન આ તારૂં ધરીયે;

---

૧ સમુહ.

સુખ કરજે દુ:ખ હરજે ધીર ધરજે, જય. ૧
સરલ તરલ ગતિછેરે તમારી, આશા પુરજીનરાજ અમારી;
સુખ આપજે દુઃખ કાપજે થીર થાપજે, જય. ૨
વરસોડાની જઇનિ મંડળી,
ગાવે ગુણ તુજ નીશદીન હળી મળી,
અમ ઉરજે [૧]અઘ [૨]ભુરજે કર દુરતે, જય. ૩

**"મીશ્ર દેશી તથા અંગ્રેજી" કલ્યાન. ૫૧**

સ્તુતી લે સ્વીકારી, (૨)
જય જય જય જય અજય અભયમય,
છે સારી ગતિ તારી ન્યારી, જયજય (૨)
જય જય જય જય અજય અભય મય,
છે સારી ગતિ તારી ન્યારી અહો આજ આજ મહરાજ સાજ,
સહું અસુરારી સુરારી મુરારી ભારી,
અર્જ હમારી લ્યો ધારી જાઉં વારી આવારી, સ્તુતિ, ૧

**૫૨**

જય ભક્તન સુખદાઇ, જીનેશ્વર જય ભ૦
ઇશ્વર હરો સેવકનેરે, (૨)
નકીનમું ચીતચાઈ, જીનેશ્વર જય૦ ૧
આપની અકળગતિ છે અપાર, (૨)
નંદે પામુ પાર ભાઈ, જીનેશ્વર જય૦ ૨
દયા કરીને દયાળુ દેવ, [૨)
વધારો પ્રેમ ઉરમાઈ, જીનેશ્વર જય૦ ૩

---

૧ પાપ. ૨ અસંત.

રખાવજો ઇશ રાજી ખુશીમાં, (૨)
સોધીએ ગુણ તુજ ગાઈ, જીનેશ્વર જય૦ ૪
ડાકણ સાકણ ભૂતને ભૈરવ. (૨)
નીશ્ચયતે નાશી જાઈ, જીનેશ્વ. ૫

## ૫૩

જગતની જાણો જૂઠિ સગાઇરે,
ઇશ્વર વીના બેલી નથી કોઇ ક્યાંઇરે. ૧
નથી સાચુ નામ તણો પણ નાશરે;
આવું જાણી જીનતણા થાવો દાશરે. ૨
મેદીતન કરશો કાંઇ કામરે,
દયાળુના જ્ઞાનનો બેસે ન દામરે. ૩
વળતી કહુછુ જીન જરૂર સુખકારીરે,
રટજો એનુ નામ અતિ દુઃખહારીરે. ૪
સોધી સારા સંત તણી લ્યાંને સહાયરે,
ડાહ્યાબંધુ જેથી જનમ ભય જાયરે. ૫
અહોનીશ એવું આણી મન માયરે
મોર યમનો નાશ નક્કી તેથી થાયરે. ૬
ધરણીધરને ધ્યાંન થકી તમે ધારોરે,
રમતથી પામશો ભવોદધિ આરોરે. ૭
પ્રણમીને ઉભારહો જીનઆગેરે,
સાધુ કેરી સહાયથી ભવદુઃખ ભાગેરે. ૮

દયી દુઃખ એહથી આવશે અંતરે,
જીવ પ્રાંણી પાળો કરીને ખંતરે. ૯

૫૪

જયકારી જીનધારી બંધુઓ જયકારીરે,
ઇશ આપે અતી સુખ ભારીરે બંધુઓ જીનછે જયકારી,
નક્કી નમોને ને હથી આણી ઉર હુલ્લાસ.
નંદ દેજે સુખ વૃંદ તું, દરશ ચહે દીન દાસ,
વન સારી વનસારી દેશે ઇશ વન સારીરે,
રહેશો દુઃખને વીદારી, સોઇજીન સોમવારીરે. જયકારી, ૧
દયા પાળો પ્રાણીને, નિશ્ચે લેઇને નામ,
વાણી વદો વીચારથી, સીદ્ધ થશે શુભ કામ. જયકારી. ૨

## નેમનાથજીનો વિવાહ.

૫૫

છે વધાઇરે છે વધાઇ—
સમુદ્રને આગાર નેમનાથજી અવતર્યા, છે વધાઇ
દીવસે દીવસે મોટા થયા, ગુણભાઇ—ગુણ ભાઇરે (૨)
રમવા નીરધાર સોબતીની સાથ સંચર્યા, છે વધાઇ. ૧
જોતાં જોતાંમાં જઇ ચઢ્યા સુખપાઇ—સુખપાઇરે, (૨)
કૃષ્ણ કેરારે દ્વાર પ્રીત કરીને પ્રવર્યા. છે વધાઇ. ૨
આયુદ્ધનું નામ પુછતા પ્રીત લાઇ—પ્રીત લાઇરેરે. (૨)
શંખ જે સુખકાર પકડ્યો પાણીમાં ભાવે ભર્યા. છેવધાઈ. ૩
નાદ કીધો બહુ નેહથી લક્ષલાઇ—લક્ષલાઇરે. (૨)
ભાસ્યોછે ભયકાર કૃષ્ણ કે નાદકોને કર્યા. છે વધાઇ. ૪

વરસોડાજીન મંડળી ગુણગાઇ—ગુણ ગાઇરે. (૨)
આણી પ્રેમ અપાર કોડે કોડે દૂયકર ધર્યા. છે વધાઇ. ૫

૫૬

બીજા લોકે આવીને કહ્યું, એજવાર એજ વારરે (૨)
કૃષ્ણને નીરધાર નેમ બંધુની બીના કહે. એજવાર.
એવું જાણીને કૃષ્ણે કહ્યું, સુણો સાર—સુણો સારરે (૨)
એછે બળીયો અપાર આપણું રાજ તો નહિ રહે. એજ. ૧
લગન કરાવીને બળ હરો એસુમાર—એસુમારરે. (૨)
બોલાવી અષ્ટ નાર જળની ક્રીડા ચીત્તમાં ચહે. એજ૦ ૨
ચાલો નાવાને આપણે, સુકુમાર—સુકુમારરે. (૨)
નીરની મોઝાર, સરલ તરલ ગતિ તે વહે. એજ૦ ૩
નહાવા ચાલ્યા નેમનાથજી સંગ નાર—સંગનારરે. (૨)
બોલી વચન રસાલ નેમજી લગનનું હા કહે. એજ૦ ૪
વરસોડા જૈનમંડળી નીરધાર—નીરધારરે. (૨)
ઉભી દૂયકર ધાર, આગળ કથા હવે કહે. એજ૦ ૫

૫૭

પીઠિ ચોળવા પ્રીતિથી સખીયો ચાલી સાથ,
નીર્ખિ ભૂષણ નીતિથી પકડી હાથો હાથ ૧
નીકટથી લપટાય છે પટવાયુ કેરી ઝપટથી,
નટ ખટ બની ચટ પટ થકી ઝટપટ ગઇ તે ચપટથી;
લટકતા તે લટ તણા છટકી ગયા કચ કપટથી
ભટકતા જન ભૂપડયા અટકી રહ્યા વટ લપટથી ૨

ઐવી રીતે આવી બાઈ ગાવે પ્રેમથીરે
પીઠી ધશીને હશીને ખશી જાય નીરખીને ઇશનેમનેરે
જાન જોડી ચાલ્યા પ્રણવા રાજુલનેરે
જાદુ જાયાઉરે હરખન માય નીરખીનેઈ ૩
હરખી નીરખી ઉગ્રસેનના આવાસમાંરે
જાન જરૂર આવી પોચી છે ધાય નીરખીનેઈ- ૪
આવા વખતમાં એહ કામ શું બનેરે,
ગુણ તેજ વરસોડા જૈનગાય. નીરખીને. ૫

## ૫૮

થાય તે ભાઇ સુણોને ભાવી ભલારે થાય.
ઉગ્રસેને ગોઠના માટે પ્રાણી ભેગાં કર્યા લાવી
હાંરે હાંરે બંધુ પ્રાણી ભેગાં—
પશુ તણો પુકાર સુણીને નેમજી ઉઠયા ધાઈ
વાતને ચીત લાવી થાય તે. ૧
મારા માટે હીંસ આટલી થાશે આ વાત કરૂં નહિ ચાવી,
હાંરે હાંરે બંધુ વાત—
એવુ ધારી વાડા માંહી સધાર્યા રખવાળ ફોડયો,
ફરાવી પશુડાં મુકયાં નસાવી. થાય તે. ૨
લગ્ન પડયું મુકી લીધીરે દીક્ષા ચાલ્યા ગીરનાર માંહી,
હાંરે હાંરે ચાલ્યા—
રાજુલ તે પછવાડે ચાલ્યાં ભેટયા રેહનેમી ભાઈ.
રાજુલે દીક્ષા લેવાઈ થાય તે. ૩

ગાય શીખેને સુણે નરનારી નેમ નાથ વીવાહી હાંરે૦ હાંરે
વરસોડા જીન મંડળી કેછે પાપ પ્રલય થાઈ
જરૂર તે મોક્ષે જાઈ. થાય તે. ૪

વીવાહ સંપૂર્ણ.

## ૫૯

આજ તો આનંદ છે આનંદ છે આનંદ છે
વરસોડા જૈન મડળીને શાંન્તીથી સુખ વૃંદછે. આ૦ ૧
ભક્તી કેરા ભાવથી હમારાં દુઃખ મંદ છે. આજ. ૨
પાપને ત્રણ તાપ તેના મૂળને દુરતંદ છે. આજ. ૩
પાપથી દુર પેખવાની મતિ હમારે રંદ છે. આજ. ૪

## ૬૦

ભાઈ હરદમ સ્તુતિ હરદમ કરો હરદમ
સુખકારી તે તી ર્થં ક ર ની
વારિ વારિ જાઉં ગીરધારી નમન કરીને આવારી
દુઃખ વીદારી તે ટેવ તારી નીરધારી મેં મન ધારી ભાઇ૦

આપે સુખતું હે સુખકર
કાપે દુઃખતું હે દુઃખહર } જીનવર હે નરવર

સુખના કારક છો દુઃખ હારક
ધીર ધારક તીર તારક ને ઉદ્ધારક
તુને આજે મહારાજે ધ્યાંને ધર ધર શ્રી સુ ર વ ર ભાઈ ૧

# આરતી.

## સિંહાનો કાન્હરો. ૬૧

જય જય આરતી આદી જીણંદા
નાભીરાયા મરૂદેવીકા નંદા. જય જય. ૧
પેલી આરતી પુજાકીજે
નરભવ પામીને લ્હાવો લીજે. જય જય. ૨
દુસરી આરતી દીન દયાળુ,
ધુળેવ મંડપમાં જગ અજવાળું. જય જય ૩
તીસરી આરતી ત્રીભુવન દેવા,
સુરીનર ઈંદ્ર કરે તારી સેવા. જય જય. ૪
ચોથી આરતી ચહુ દશ ચુરે,
મન વાંચ્છીત ફળ શીવ સુખપુરે. જય જય. ૫
પાંચમી આરતી પુન્ય ઉપાય,
મૂળચંદ રીખવ ગુણ ગાય. જય જય ૬

## ચારો મંગળ. ૬૨

ચારો મંગળ ચાર આજ ચારે મારો મંગળ ચાર,
દેખ્યો દરસ સરસ જીનજીકો સોભા સુંદર સાર. આજ મારે.
છિનુ છિનુ મન મોહન ચરચો,
ધરી કેસર ઘન સાર. આજ મારે. ૨
વિવિધ જાતકે પુષ્પ મંગાવો,
મોગરકે, સુખકાર. આજ મારે. ૩

ધુપ ઊખેવો ને કરો આરતી,
મુખ બોલો જયકાર આજ મારે. ૪

હર્ષે ધરી આદીશ્વર પુજો,
ચોમુખ પ્રતિમા ચાર. આજ મારે. ૫

હૈયે ધરી ભાવ ભાવન ભાવો,
યાસે પામો ભવપાર. આજ મારે. ૬

સકળચંદ સેવક જીનજીકે,
આનંદ ધન ઉપગાર. આજ મારે. ૭

સંપૂર્ણ.

## વિષેશ સમજુતિ.

પદ્મપ્રભુને વાસુપુજ્ય આ બેનો રાતો વર્ણ હતો.
ચંદ્રપ્રભુને સુવિધિનાથ આબે ઉજ્વળ હતા.
મલ્લીનાથને શાર્શ્વનાથ આબે નિળા હતા.
મુની સુવ્રતને નેમીનાથ આબે અંજન જેવા હતા.
બાકીના સોળની કંચન જેવી કાયા હતી.
**મોક્ષસ્થાન,** ઋષભદેવ અષ્ટાપદ પર્વત ઉપર.
વાસુપૂજ્ય ચંપાપુરીમાં.
નેમીનાથ ગીરનાર પર્વત ઉપર.
મહાવીર સ્વામી પાવાપુરીમાં.

બાકીના વીશ તિર્થંકરો સમેતશીખર ઉપર અથવા પારસનાથ પર્વત ઉપર.

**વંશ** નેમિનાથને મુનીસુવ્રત આબે હરિવંશના હતા.

બાકીના બાવીશ ઇક્ષ્વાકુ કુળના હતા.

**પારણું** ઋષભદેવે દીક્ષા લેતાની સાથે તપ કરી શેલડીનો રસ પીધો હતો.

બાકીના ત્રેવીશ તિર્થંકરોએ પયપાન કર્યું હતું.

આ ચોપડી કર્તા પાસેથી મલશે
મુ૦ વરસોડા.
( મહીકાંઠા )
પોષ્ટ પ્રાંતીજ થઇને.



### વરસોડા.

૧૫ નેક નામદાર દરબારશ્રી સુરજમલજી.
૧૦ કુમાર શ્રી ભગવતસીંહજી માધુસીંહજી.
૧૦ મહેતા હરીભાઈ દલુચંદ.
૧૦ મહેતા મહાસુખરામ નથુભાઈ.
૧૦ મહેતા મગનલાલ મોતીચંદ ધરમચંદ.
૧૦ શા સરૂપચંદ ડુગરસીદાસ.
૧૦ શા. મોતીચંદ ડુગરસી.
૧૦ શા. પરસોતમદાસ જમનાદાસ.
૧૦ શા. રવચંદ અમુલેખભાઈ.
૧૦ શા હરીભાઈ અમુલેખભાઈ.
૧૦ કોઠારી નરોતમદાસ સેવખરામ.
૫ શા. મગનલાલ ઉગરચંદ.
૫ મહેતા પરભુદાસ દલીચંદ ખાલસા તલાટી
૫ શા. જવરદાસ હરચંદ.
૫ શા ડાહ્યાલાલ હીરાચંદ.
૫ મહેતા વનમાલીદાસ ભાઇચંદદાસ.
૫ મહેતા નરસીદાસ ભાઇચંદદાસ.
૫ શા. ડાહ્યાલાલ ભાઇચંદ.
૫ શા રીખવચંદ વનમાલીદાસ.
૫ દોસી નગીનદાસ નરસીદાસ.
૨ નાથાલાલ નારણદાસ મહેતા.
૧ મેતા મગનલાલ ઉગરચંદ.
૨ મહેતા ચુનીલાલ લખમીચંદ.
૨ શા કાળીદાસ દલચંદ.
૧ સોની જુગલ જેઠાદાસ.
૧ મહેતા કાલીદાસ છગનલાલ.

### દેલવાડ.

૧ શા વેણીચદ મુલચંદ.
૧ શા. જયચંદ ખેમચંદ મલુકચંદ.

### ગુનમા.

૧ મહાનશ્રી સુખલાલપુરી કેશવપરી.

### પોઆડા.

૧ કંદોઇ શીવલાલ સાંકળચંદ.

૧ શા. ફુલચંદ શાંકલચંદ.

**ઓભા.**

૧૦ મહેતા જયચંદ ખુશાલદાસ.

૧૦ મહેતા જેઠીદાસ ખુશાલદાસ.

૩ શા. કમળશી ગોવીંદજી.

**અંબોડ.**

૧ મહેતા ચુનીલાલ લાલચંદ.

૧ મહેતા ખેમચંદ ફતેચંદ.

**ઓરીઆ.**

૧૦ મહેતા કાલીદાસ ફુલચંદ.

**ધારીસણા.**

૨ શા. મુલચંદ લલુભાઈ.

**પુંધરા.**

૨ શા. ગોકલદાસ દોલતરામ.

૧ શા. ગોતમદાસ કંકુચંદ.

૧ શા. મગનલાલ દલીચંદ,

**ઇલોલ.**

૨ રાત્રોલ દલસુખરાંમ નથુરાંમ હાલ માણેકપુર પુજારી.

**ડભોડા.**

૪ શા. કચરાસ મોતીચંદ હાલ વરસોડા સીરેરતદાર.

**ઓરાણ.**

૨ શા. હરજીવન છગનલાલ,

**મહેસાણા.**

૧૦ મહેસાણા ભાવ પ્રકાશ મંડળી,

**માણેકપુર.**

૧ શા. મગનલાલ સીરચંદ.

૧ મહેતા. ચુનીલાલ ખુસાલદાસ,

૧ શા. પાનાચંદ જએચંદ.

૧ શા. તલકચંદ લલુભાઇ,

૧ શા. ગોતમદાસ દેવચંદ.
૧ શા. ખેમચંદ મુળચંદ.
૧ સ. મગનલાલ મોતીચંદ.
૧ શા. પુજીરામ બહેચરદાસ.
૧ શા. નગીનદાસ ગીરધરલાલ.
૧ મેતા રવચંદ હરીચંદ.
૧ શા. વેણીચંદ સીરચંદ.
૧ ગોરજી. બાપુલાલજી ગણપત સાગરજી આજોલ.

**લીમોદરા.**

૧ શા. વાડીલાલ પુરશોતમદાસ.
૧ શા. ચુનીલાલ છગનલાલ.
૧ શા. ડોસાભાઇ વખતચંદ
૧ શા. નહાલચંદ મોતીચંદ

**ધડકણ.**

૧ શા. મગનલાલ રવચંદ

૧ શા. નાનાલાલ રવચંદ.
૧ શા. ખેમચંદ બેહેચરદાસ.
૧ શા. ભોગીલાલ તારાચંદ.
૧ શા. મોહનલાલ શીવલાલ.
૧ શા. છગનલાલ જયચંદ.
૧ શા. ઉગરચંદ શાંકળચંદ
૧ શા. લલુ ભાઇચંદ.
૨ શા. મોહનલાલ કસ્તુરચંદ.

**લાકરોડા.**

૩ શા. લીલાચંદ નાનચંદ.
૨ શા. છગનલાલ ગુલાબચંદ નથુદાસ.
૩ કોટડીઆ ઉગરચંદ સાંકળચંદ.
૨ મહેતા લલુ વરજલાલ
૨ ગાંધી છુજા નાહલચંદ.
૧ શા. જેઠાભાઈ કાળીદાસ.
૧ કોટડીઆ. નેમચંદ રવચંદ.

૧ દોસી ધરમચંદ નાનચંદ.
૧ શા. પદમસી જીવરાજ
૧ શોની નાનચંદ મુળચંદ.
૧ સોની. ભોલાચંદ મુળચંદ.
૧ ભાવસાર. છગનલાલ રણછોડ.
૧ શા. મગનલાલ પુંજીરામ.

**વાઘપુર.**

૧ શાહ ધીલાચંદ ઉગરચંદ
૨ શા. જેઠીરામ વેણીચંદ.
૨ ભાવસાર. હાથી કરશન
૧ શા. કેશવલાલ વખતચંદ.
૧ ભાવસાર. જુમખરામ કરશન.
૧ ભાવસાર. નરમોતમ સંકર.
૧ શા. હીરાચંદ મલુકચંદ.
૧ ભાવસાર દમોદર કરશન
૧ ભાવસાર. મથુરચંદ કરસન.

૧ શા. સુરચંદ ગલાબચંદ.
૧ શા. મુળચંદ કરમચંદ.

**લોદરા.**

૧૦ શા. ખેમચંદ જીવરાજ
૧ શા. બઅલલાલ કપુરચંદ.
૧ શા. નાથાલાલ મગનલાલ
૧ શા. હઠીસંગ ડુગરસી.
૧ શા. મનસુખરામ અભેચંદ.
૧ શા. વેણીચંદ કંકુચંદ.
૧ શા. મણીલાલ ગોતમદાસ.
૧ શા. મણીલાલ દલીચંદ.
૧ શા. અમથાલાલ લલુ
૧ શા. બબારામ અમથારામ
૧ શા. અમથાલાલ જીવરાજ
૫ શા. કપુરચંદ નહાલચંદ.
૫ શા. જેડારામ પરશોતમ.

૧ શા. માણેકચંદ રાયચંદ.
૧ શા. વાલચંદ પરસોતમ તેલી.
૧ શા. મુલચંદ ત્રીભોવનદાસ.
૧ પટવા પુનમચંદ કચરાદાસ.
૧ શા. પાનાચંદ બહેચરદાસ.
૧ શા. પરતાપ ફુલચંદ.

### દહેગામ.

૪ પરી. આશારામ નાહલચંદ.
૪ શા. મહાસુખરામ શાકલચંદ.
૪ તલાટી છગનલાલ શાંકલચંદ.
૩ શા. ડાહ્યાલાલ નાથાલાલ.
૧ શા. હરગોવનદાસ માનચંદ.
૧ શા. વાડીલાલ નાથાભાઈ.
૧ શા. મહાસુખ નાનચંદ.
૧ કોઠારી કાલીદાસ લાલચંદ રઘજીનું મુવાડું.
૧ શા. મોહનલાલ પરસોતમ.

### સમોડ.

૫ શા. બહેચર ખેમચંદ.
૧ શા. પુંજીરામ હરીચંદ.
૧ શા. ખેમચંદ પુંજીરામ
૧ શા. હીરાચંદ ખેમચંદ.
૧ શા. મોહનલાલ મુળચંદ
૧ શા. રાયચંદ કંકુચંદ

### પેથાપુર.

૫ શા. ગગલભાઇ છગનલાલ.

### માણસા.

૧ શા. માધવલાલ અમથાલાલ.
૧ શા. છગનલાલ શરૂપચંદ.
૧ શા. મગનલાલ શરૂપચંદ.
૧ હાથીભાઇ મુલચંદ.
૧ વાડીલાલ ગલાલજી.

## પ્રાંતીજ.

૫ શા. મણીલાલ ત્રીકમદાસ.
૧૦ શા. ડાહ્યાલાલ જેઠાલાલ.
૧૦ શા. છોટાલાલ દેવચંદ.
૫ શેઠ ત્રીકમલાલ તરભોવનદાસ.
૫ શા કેશવલાલ દલપતરામ.
૩ જોસી હીમતરામ રવીદત.
૨ શા. દલસુખરામ હાંસરાજ.
૨ શા. દલસુખ અમથારામ.
૧ પરી. માણેકલાલ મફતલાલ.
૧ પરી. જીવણલાલ જેઠાલાલ.

૧ પરી ઘહેલાભાઇ કેશવલાલ.
૧ શા. ભગવાનદાસ.
૧ શા. મગનલાલ ગોરધનદાસ.

## અમદાવાદ.

૧૫ શેઠ શ્રી રા. રા. ડાહ્યાભાઇ ચુનીલાલ.
૧૦ રા. રા. સા. બલાખીદાસ વેણીચંદ ધાંચીની પોળ.
૧૦ જવેરી વાડીલાલ વખતચંદ દોસીવાડાની પોળ.
૪ શા. મોહનલાલ મોકમદાસ.

